# પ્રજાશરીરનો ઘસારો

અને

# નવપલ્લવતા

લેખક:—

ન્હાનાલાલ દલપતરામ કવિ

પ્રકાશક:—

વ્રજગોવિંદ ચુનીલાલ દલાલ

મુંબઈ

પ્રથમાવૃત્તિ ૩૦૦૦ સને ૧૯૨૦

Printed by Ramchandra Yesu Shedge, at the Nirnaya-sagar Press, 23, Kolbhat Lane, Bombay.

Published by Vrajagovind Chunilal Dalal, Madhav-bhuvan, Kandewadi, Bombay.

# પ્રકાશકના બે બોલ



પ્રસ્તુત લેખમાલા "નવજીવન" સાપ્તાહિકના સને ૧૯૧૯ ના સપ્ટેંબર–અક્ટોબરના અંકોમાં રા. ન્હાનાલાલ કવિએ લખી છપાવેલી તે મ્હને ઘણીજ વિચારણીય અને સૂત્રરૂપે લખેલી જણાયાથી અને સાથેજ જેટલી જોઇએ તેટલી લોકોમાં ચર્ચાયલી ન જણાયાથી, પણ ઘણીજ ઉપયોગી અને મનન કરવા લાયક હોવાથીજ, ચોપાનિયાંરૂપે છપાવી પ્રજા સન્મુખ લાવવાનો વિચાર થયો. અને રા. ન્હાનાલાલ કવિની પરવાનગીથી તે મ્હેં છપાવી આજ આપ સન્મુખ મૂકી છે. આમાં આપણી નજરે હમેશ આવતી તીખી તમતમતી અતિશયોક્તિવાળી ભાષા વાપરવામાં આવી નથી, તેથી સામાન્ય પ્રજાને એ ઓછી આકર્ષક જણાઈ હોય એમ લાગે છે; પણ હિંદી માત્રને એ આખી લેખમાલા વાંચી, વંચાવી અથવા વાંચી સંભળાવી ઘણી વિચારવા જેવી છે.

ઉર્દુમાં કેટલાંક વર્ષપર એક ન્હાનું ચોપાનિયું क्या हिंदु जाति जीवित रह सकती है એ નામે છપાયું હતું. તેનાં દૃષ્ટિબિંદુઓથી મ્હને આ લેખમાલાના દૃષ્ટિબિંદુઓ વધારે સારા જણાયા છે, અને ઘણી વધારે દિશાઓનો વિચાર કરનારાં જણાયાં છે. અને હજી હું ઇચ્છું છું કે પ્રજાજીવનનો નાશ કરનારૂં જે સાહિત્ય હાલ ઘણે ભાગે છપાય છે તેને બદલે પ્રજાની શારીરિક અને માનસિક ઉન્નતિ કરવામાં ઉપયોગી થાય એવું સાહિત્ય વધુ ને વધુ છપાય અને જો પ્રજા એવું સાહિત્ય વાંચી ન જાણતી હોય તો ધનિકો પ્રજાને એવું સાહિત્ય ઓછે કે વિના મૂલ્યે પુરૂં પાડવામાં સહાયભૂત થઈ એ રસાસ્વાદ કળવે. इत्यलम्.

વૃજગોવિંદ ચુનીલાલ દલાલ

# પ્રજાશરીરનો ઘસારો ને નવપલ્લવતા

## મણકો ૧ લો, પ્રશ્ન

શરીરને જેમ ઉભું રાખનાર હાડપિંજર છે, અને તે હાડપિંજરને ધોરી નાડીઓ ને ઝીણી શિરાઓની વેલમાળા છવાયેલી છે, તેમ જ તે સર્વની સાથે રહી સર્વમાં સમાયેલાં જ્ઞાનતન્તુની વેલવિસ્તારનાં ડાળીપાંખડાં પણ છે. એ જ્ઞાનતન્તુઓ આરોગ્ય ને ઉઘડતાં હોય તો રોગની ટક્કર ઝીલવાનું તેમ જ સમસ્ત દેહવૃક્ષના ખિલાવનું ચેતન ઉલ્લાસવન્તું રહે છે.

આ નિયમો વ્યક્તિઓના તેમ જ પ્રજાઓના શરીરબન્ધારણના યે છે.

તો સંસારશાસ્ત્રનો એક મહત્વનો પ્રશ્ન એ ઉઠે છે કે પ્રજાશરીરના જ્ઞાનતન્તુઓ આરોગ્ય છે કે અનારોગ્ય ?

આ પ્રશ્ન અધ્યાત્મજ્ઞાનનો નથી, તેમ જ સ્થૂલ દેહનો નથી; પણ જડચેતનના સીમાડા જ્યહાં મળે છે ત્યહાંનો છે. નથી આત્મજ્ઞાનની ફિલસુફીનો આ સવાલ, કે નથી દેહના રોગોનો; પણ સર્વ જ્ઞાનને શક્ય કરનાર ને સર્વ દેહને વ્યાધિ વિરૂદ્ધ થવાનું બળ આપી ટકાવી રાખનાર જ્ઞાનશિરાઓનો છે. મર્મરેખાઓની આ વિચારણા પ્રજાશરીરના મર્મજ્ઞોના ચિન્તનને કાજે છે.

વિજ્ઞાનવાદીઓ કહે છે કે પ્રત્યેક શરીરમાં નિરન્તર બે ક્રિયાઓ ચાલે છે: ભાંગવાની ને ફરીથી બન્ધાવાની. વિજ્ઞાનની શાસ્ત્રીય ભાષા અળગી રાખતાં પહેલી ક્રિયા એવી રીતે સ્હમજાવી શકાય કે ચિન્તા, સ્પર્ધા, વિચારભાર, ત્રિવિધ તાપ,

જીવન નિભાવવા ને દરરોજનું કુટુંબપોષણ કરવા કાજેના ચાલુ પ્રયત્નોઃ એ અને એવાં કારણોને લીધે જ્ઞાનતન્તુઓ ઘસાય છે, ને નબળાં પડે છે. ફરીથી બન્ધાવાની વાત એમ સ્હમજાવી શકાય કે રમતો, વિનોદો, મેળા, ઉજાણીઓ, ઘડીક વિચારપાઘડીઓ વેગળી મૂકી આનન્દનાં મારેલાં ગપ્પાં, એકાન્તમાં કે મિત્રમંડળમાં મન મોકળું મૂકી ગાયેલું ગીત, ખડખડાટ હસવું; એ અને એવાં કારણોથી હૈયાના ભાર હળવા થાય, ઉરમાં ઉમળકા આવે, નાડીઓમાં લોહી ધડાકાબંધ દોડે, સ્ફૂર્તિ વધે, ને સૂકાતા વૃક્ષની ડાળીઓમાં રસ વહી રહેતાં જેમ તે નવપલ્લવે ફોળે તેમ ઉપર કહેલો ઘસારો મટી જઈ સૂકાતાં શરીર તેમ જ મન્દ પડતાં ચેતન નવપલ્લવે પલ્લવી રહે છે. ઘસારાની ને નવપલ્લવની આ બન્ને ક્રિયાઓ પ્રત્યેક શરીરમાં નિરન્તર ચાલુ છે.

સ્ત્રી બાલક ને પુરુષ: પ્રત્યેક વ્યક્તિને મ્હારો એ પ્રશ્ન છે કે **ત્હમારા જીવનમાં એ ઘસારો વધારે છે, કે એ નવપલ્લવતા ?**

ઘસારાની ક્રિયા તે શરીરસંપત્તિના ચોપડાનું ઉધારપાસું છે. ઉલ્લાસની નવપલ્લવતાની ક્રિયા તે શરીરસંપત્તિના ચોપડાનું જમેપાસું છે. પ્રત્યેક રાત્રે દુકાન વધાવતાં પહેલાં જેમ વાણોતર બન્ને બાજુનું નામું પુરૂં લખીને ઉઠે છે તેમ શરીરનું પણ આ બન્ને બાજુનું નામું રોજેરોજ મંડાય છે, ને બાર માસે બાકી નીકળે છે. સ્હમજુ વ્યાપારીઓ તે હિસાબનું ધ્યાન રાખે છે, અણસ્હમજુ લાંબા કાળ સુધી તે જોતા કે વિચારતા નથી.

વ્યક્તિઓના તેમ જ પ્રજાઓના કલેવરના નવપલ્લવતાના ને ઘસારાના જમેઉધારના આવા હિસાબ મંડાય છે, અને સ્હમજુ વ્યક્તિઓની પેઠે સ્હમજુ પ્રજાઓ એ હિસાબ વાંચે ને વિચારે છે. દરરોજના ધમાલ ભરેલા વકરાની છૂટી છૂટી મંડાયેલી રકમોમાં નજર રાખતાં યે પ્રત્યેક પ્રજાના દૂરઅંદેશ પ્રજાનાયકો કલેવરની નવપલ્લવતાના ને ઘસારાના જમેઉધારના સરવાળા ઉપર પણ સાથે સાથે દૃષ્ટિ ઠરાવે છે.

સંસારના આરોગ્યનો, સંસારસુધારણાનો વિશાળ અર્થ લેતાં તે દિશાનો, એક મહાપ્રશ્ન એ જણાય છે કે,

**પ્રજાશરીર ઘસાતું જાય છે, કે ઉલ્લાસતું જાય છે?**

---

## મણકો ૨ જો, પુરુષવર્ગ

તો પ્રજાહિતનો એક મહત્વનો પ્રશ્ન એ થાય છે કે પ્રજાજનની ચિન્તાઓ વધી છે કે ત્હેમના વિનોદો? જો ચિન્તાઓ વધી હોય તો 'ચિન્તા ચિતા સમાન' એ કવિવની ઉક્તિ, વ્યક્તિ, તેમ જ પ્રજા, ઉભયને કાજે ફિકર ઉપજાવનારી નથી?

જેને ત્રણસેં ને પાંસઠે સરખા એવા પુરુષો વધે છે કે ઘટે છે? તહેવાર પરવ ઉત્સવોમાં રસ લેનારની સંખ્યા ઓછી થઈ છે કે વધારે? 'સ્મિતની તો માત્ર છાયા જ હોઠ ઉપર રમી જવી જોઇએ, ખડખડાટ ન હસાય': એવી શિષ્ટાચારની ભાવના પ્રસરતી જાય છે કે નહીં? નગરનાં વનઉપવન કે કુદરતનાં બીજાં સૌન્દર્યસ્થાનો કે ઇતિહાસપ્રસિદ્ધ જગાઓમાં વિનોદ કાજેની જૂની પદ્ધતિની ઉજાણીઓ કે નવી પદ્ધતિની 'પિકનિક પાર્ટીઓ' ના છેલ્લાં ત્રીસ વર્ષોના હિસાબમાં સરવાળે નફો છે કે તોટો?

અનાજ, કાપડ, બળતણ, ઘરભાડું, પાણીવેરો: જીંદગીની એ પ્રાથમિક જરૂરિયાતોના દર આ નવા જમાનામાં ચ્હડ્યા છે કે ઉતર્યા? ઓ રાજકોટ, અમદાવાદ, મુંબઈનાં અનુભવિયાં નરનાર! આપના અનુભવનો શો ઉત્તર છે? હાલની અસાધારણ મોંઘવારી તો અસાધારણ કારણોને લીધે છે, ને ઓછી થશે. પણ ઓટ કેટલો ઉતરશે? ને પચ્ચીસ વર્ષ પહેલાંનાં ભાવનાં પગથિયાં દેખાશે?

દસ રૂપીએ એક પાઉંડ હતો તે પંદર રૂપીએ એક પાઉંડ નક્કી થતાં રૂપીઆની કીંમત ચ્હડી કે ઉતરી?* દેશમાં તેમ જ પરદેશમાં એક રૂપીઆની ખરીદવાની શક્તિ છેલ્લાં ૭૦ વર્ષમાં વધી છે કે ઘટી છે? ઈ. સ. ૧૮૫૦માં ને ૧૯૧૯માં માસિક રૂપીઆ પચ્ચીસ કમાનાર કુટુંબમુખીની દોલત કે સાધનસંપત્તિ સરખાં ગણાશે? ઈ. સ. ૧૮૮૦માં રહેતા ને જ ધોરણે ઈ. સ. ૧૯૧૯માં રહેવા માટે કુટુંબપતિએ એટલા જ રૂપીઆ કમાવા જોઇએ કે વધારે? અને જેટલી સહેલાઇથી મહિને પચ્ચીસ રૂપીઆ પહેલાં કમાતા તેટલી સહેલાઇથી આજે તેટલા રૂપીઆ કમાવાય છે? વધારે કમાવાની ફરજના આ દિવસોમાં બજારમાં યે ભીડ વધી છે, ને તેથી ધીમે પગલે ચલાય છે.

ચિન્તાભાર તેમ જ સ્પર્ધા આ નવા જમાનામાં કુટુંબમુખીઓને કાજે વધ્યાં છે, ઘટ્યાં નથી.

સાથે સાથે એટલી રકમે જમે બાજુ નોંધવા જેવી છે કે કેળવણીના વધતા જતા પ્રસારથી કમાવાની બુદ્ધિશક્તિ યે વધતી જાય છે. બાકી તો રેલ્વે આગબોટ જેવાં સાધનો તો મુંબઈ માર્સેલ્સથી સહેલાઇથી માલ લાવે ય છે, ને તેટલી જ સહેલાઇથી લઈ યે જાય છે, હિન્દને હિસાબે તો સરવૈયે આયાતની ભરતી કરતાં નિકાસનું ઓટનું ઉતરાણ વધારે છે.

ત્હેમાં વળી ભાષણો મંડળીઓ છાપાંઓએ ખરા ખોટા અનેક વિચારવમળોની ઘૂમડીઓમાં પ્રજાના મગજને નાંખ્યું છે. ઘરના, સમાજના, રાજ્યના વિચારોને ચગડોળે, માત્ર પ્રજાનાયકોનાં જ નહીં, પણ પ્રજાજનોનાં યે જીવન ચ્હડ્યાં છે. સ્હાંઝના બગીચામાં કે જીમખાનામાં તાજા થવાને કાજે ગયા હોય ત્ય્હાં યે એની એ લમણાફૂટના દાખલા શું વિરલા છે? ઘરની આરામખુરસીમાં પડ્યા પડ્યા હિન્દનબર્ગને હરાવવાની જીવનપદ્ધતિ વધી નથી લાગતી?

---

* આ લખ્યા પછી પાઉંડની કીંમત દશ રૂપીયા થઈ છે.

અને પુરુષવર્ગના વિનોદો? ભીમ અગિયારશને દિવસે સાબરમતીના રેતાળ પટમાં ત્રીશેક વર્ષ ઉપર અખાડા જામતા: અમદાવાદમાં એ અખાડા આજે જામે છે? થોડીક ક્લબો ને કેટલાંક જીમખાનાં સ્થપાયાં છે. મુંબઇના અમદાવાદના કે રાજકોટના પુરુષ વર્ગમાંથી સેંકડે કેટલા ટકા એ વિનોદમંડળોના સભાસદો છે? દિવસના થાક્યાપાક્યા ઘેર આવ્યા પછીની રાત્રીની ભારતરામાયણની કથાઓ હતી તેટલી નથી રહી.

પણ પ્રજાને ઉલ્લાસ તો જોઇએ જ છીએ: પછી ઉલ્લાસ નહીં, તો ઉલ્લાસના આભાસ. દૂધમાં જેમ ઉભરો આવે, ને એટલું જ કે ઓછું થયેલું દૂધ જેમ વધેલું દેખાય, તેમ આજે ઉલ્લાસના કેટલાક ઉભરા ઉભરાતા દેખાય છે. પણ એ પરપોટાઓથી પાણી વધ્યાં છે એમ સહમજુઓ સહમજશે?

દારૂનું પીણું, સારા કે હલકા વર્ગમાં, પીઠામાં, હોટેલોમાં તેમ જ ખાનગીમાં વધ્યું છે કે ઘટયું છે? એ કૃત્રિમ ઉલ્લાસને માટે છે. ચ્હાપાણી ને આઇસક્રીમની દુકાનોની લિજ્ઝત, ભોજનગૃહો ને વિલાસભુવનોના વિલાસ, હાલના નાટકસીનેમાના ખેલોની મજાઓ: એ સહુ તે ભાવનાના પ્રકારાન્તર છે. અને હવે ગામડાના અનુભવીઓને ગામડિયાંઓના કોર્નેલિયા ને મોન્ટીનીનાં ભુવન ગામડાઓમાં દેખાય છે કે નહીં?

સંસ્કૃત ભાષાનો અભ્યાસ હાઇસ્કુલો તથા કોલેજોમાં પ્રવેશતાં તે ભાષાજ્ઞાનનો વિસ્તાર વધ્યો છે. પણ ત્હેનું ખેડાણ ઊંડું છે કે આછોતરૂં? ક્રિકેટ ને ફૂટબોલની રમતોનું યે એવું થયું છે, ને મુંબઈ શિવાય ગુજરાત કાઠિયાવાડની વાર્તા એવી જ છે. રમતોનો વિસ્તાર વધ્યો છે, રસ કે કલા કે ગુણ વધ્યાં નથી; નહિ તો છેલ્લાં પચીશ વર્ષોથી ઓઘડશંકર ને હેમુભા ૧૮–૨૦ વર્ષની ઉમ્મરે હતા ત્હેવા ૪૩–૪૫ ની ઉમ્મરે યે રમતના નેતા ન હોત.

ઘણી વસ્તુના વ્યાપારમાં હમણાં હમણાં સટ્ટા વધી પડ્યા છે: ઉલ્લાસના યે એવા સટોરિયાવેડા વધ્યા છે. અમ-

દાવાદના રીચીરોડના રાજમાર્ગ ઉપર જોટાના પાટિયાંઓની પાડોશમાં જ ઉપાહારગૃહો મંડાયાં છે.

નિરન્તર ચ્હડાવી રાખેલાં ધનુષ્યની કમાન બગડે છે. રણ ખેલી રહ્યે રણધીરો બખ્તર ઉતારતાં ચાપની પણછ પણ ઉતારે છે. વ્યવહારવ્યાપારના પોશાક ઉતારતાં મગજની ચ્હડાવેલી દોરી યે ઉતારવી જોઇએ છીએ.

થાકેલાંને તાજા થવાને માટે વિશ્રામ વિનોદ ઉંઘની પણ જરૂર છે. આઠે પહોર કામ કરનાર કેટલા દિવસો સુધી કામ કરી શકશે?

નોળિયા ને સર્પની લ્હડાઈ માટે દન્તકથા છે કે સર્પના ડંખ વાગ્યે નોળિયો દરમાં જઈ નોળવાઈ સૂંઘી આવે છે, એટલે ઝેર ઉતરી જાય છે, ને સર્પ સ્હામે લ્હડવાને તાજો થઈ પાછો આવે છે. નોળવાઇની એ ગુણવાર્તા ખરી હો કે ખોટી, પણ પ્રજાના વિનોદ પ્રસંગોની ગુણવાર્તા એવી છે. સંસારજીવનના ચ્હડેલા ભાર ને ઝેર તે ઉતારે છે, હૈયાં હળવાં ને રસાળ કરે છે અને બીજા દિવસની સંસારખેલનાને કાજે ઉમંગી કરે છે. જીવન એમ દરરોજ 'તાઝે બ તાઝે, નૌ બ નૌ' પ્રફુલ્લતું રહે છે.

હિન્દની પ્રજા દરરોજ સ્હવારે, કાલે હતી ત્હેના કરતાં વધારે, તાજી થઇને ઉઠે છે? કે થાકનાં રજકણો પ્રજાશરીરમાં થોડાંઘણાં યે રહી જાય છે?

પુરુષવર્ગનો ઉત્તર આ વિભાગમાં છે.

---

## મણકો ૩ જો, સ્ત્રીવર્ગ

કહે છે કે સ્ત્રીવર્ગમાં ક્ષય, સૂવારોગ ને હિસ્ટિરિયાનાં દર્દો વધ્યાં છે. દાકતરો ને વૈદ્યરાજો આંકડાવાર પૂરાવો તો આપી શકે.

ક્ષયનું બીજું નામ રાજરોગ છે, ને એ ફેફસાંની નબળાઇનો રોગ છે. સૂવારોગ તે અસાવધાનતાથી થયેલી સૂવાવડમાંથી જન્મતો એક જાતનો ક્ષય છે. હિસ્ટિરિયા તે જ્ઞાનતન્તુઓની નબળાઈનું દર્દ છે.

સ્ત્રીવર્ગને ઘરસંસારી કામમાં અનાયાસે જ જે કસરત મળતી ત્હેના ચોથા ભાગની પણ કસરત હવે નથી રહી.

પનિહારીનાં ગીત આજના કવિઓ યે ગાય છે, ને રસિકોને રૂચે છે: કન્યાશાળાઓમાં ગરબીઓ સાથે એ વેશ હજી યે ભજવાય છે: પણ શહેરોની શેરીઓમાંથી એ કવિતા ને એ કસરત અલોપ થઈ છે. એને માટે વૉટરવર્ક્સ જવાબદાર છે. અમદાવાદ જ્યહારે પાંચ કૂવાનું પાણી પીતું ત્યહારે કેટલે દૂરથી જળબેડું સ્ત્રીવર્ગ ભરી લાવતો ? અને એક ભરેલું બેડું એટલે કેટલો ભાર ? પાઠક ! માઈલ-દોઢ માઈલ આશરે મણેકનો ભાર ઉપાડી કોઈ વખત પણ ચાલ્યાં છો ? તેર-ચૌદ ઔંસના રૅકેટથી ટેનિસ રમવા કરતાં એ કસરત ઓછી ન હતી.

સ્ત્રીવર્ગમાં કેટલીકને માટે ટેનિસ કલબો થઈ છે ? જેટલી સ્ત્રીઓની કસરત ગઇ છે તેટલી બધીને માટે ટેનિસ કલબો સ્થાપવા પ્રયત્ન થયા છે ? ને સ્થાપી શકાશે ? આપણા સંસારમાં નવી કસરતો ને વિનોદો આવતાં નથી; ને, વૃદ્ધ નરનારની પેઠે, જૂનાં જાય છે.

કૂવાને કાંઠે પાણી સીંચનારીના અંગહિંડોળ નિરખનારે એ તો દીઠું જ હશે કે એથી આખા યે શરીરને કસરત મળે છે. સૅન્ડોની 'ચેસ્ટ એક્સપાન્ડર્સ' ની કસરત કરનારાં નરનારને કોઇ પૂછશો કે પાણી સીંચવામાં એથી ભિન્ન પ્રકારનો કસરતનો સિદ્ધાન્ત હતો ? જેટલી સ્ત્રીઓનું પાણીસિંચન ગયું છે એટલી બાનુઓને ત્યહાં 'ચેસ્ટ એક્સપાન્ડર્સ' પ્રજાનાયકોએ આવેલાં દીઠાં છે ? આપણા સંસારમાંથી શું શું જાય છે ને શું શું નથી આવતું ત્હેના હિસાબ, પ્રજાના

ખજાનચી પાસેથી માગીએ છીએ ત્હેવા, પ્રજાનાયકોએ રાખ્યા તો હશે જ.

પોળનો વિશાળ ચોક ને નેવાં ઉપરના આભમાં શબ્દ ફેંકતી ગરબો ઉપાડનારીઓ પચ્ચીશેક વર્ષ ઉપર સાંભળી છેઃ ઉઘાડા આકાશનો માંડવો ગજાવતી ગાતી જતી પાંચ ડાકરડીઓને આઘેથી હજી સાંભળી છેઃ અને મુંબઇ-અમદાવાદમાં પચ્ચાસ બાનુ ઝીલનારીઓની મંડળીને એક હૉલનો પણ પડઘો ન જગાડતીયે સાંભળી છે. પ્હરોડિયે પ્રભાતિયાં ગવાતાં, કે ઘંટી દળતાં સાથે જે ગીત ગવાતાં, તે હવે શેરીમાં કેટલાં સંભળાય છે? મહાત્મા ગાંધીજીને ઘંટી દળવાથી 'પ્લૂરસી' નો રોગ મટ્યો, ને સદ્ગત પઢિયારજી કહેતા કે ક્ષયનો એક અકસીર ઈલાજ ઘંટી છે. ગરબા, રાસડા, કીર્તન, લગ્નસરાનાં ગીતઃ હિન્દનો સ્ત્રીવર્ગ પહેલાં ગાતો હતો. આજે એથી અડધું યે ગાય છે? સ્ત્રીવર્ગનાં ફેફસાં ને છાતી તો નબળાં પડ્યાં છે, પણ સંસારે ગીતસૂનો થયો છે.

દળવાથી યે ખાંડવું તો વધારે ઓછું થયું છે. ધોવાનું યે ઘટતાં ન્હાનકડા મગદળિયાની કસરત ઘટી ગઈ. ધોવું, દળવું, ખાંડવું, પાણી ભરવું મૂકી દેવાય ત્યહારે ગૃહસ્થાઈ ગણાયઃ આ ભાવના નથી વધી ગઈ? અને એથી પ્રજાસંઘના સ્ત્રીવિભાગને લાભ થયો છે કે હાની?

કામની મહત્તા ભૂલાઈ છે; કુટુંબપોષણ કાજે લેવી જોઈતી જરૂરી મહેનતોમાં ન્હાનમ દેખાય છે; આનાં પરિણામ પ્રજાસંઘને સારાં ન જ મળે, ને નથી મળ્યાં.

મન્દિરોમાં દેવદર્શને જવાની રૂઢી સ્ત્રીવર્ગમાંથી ઘટી ગઈ છે એટલો બગીચામાં ફરવા જવાનો શોખ વધ્યો છે? બગીચામાં પ્લેગનો ઉંદર પડ્યો હોય તો બગીચો સ્વચ્છ કરાવશો, કે ત્હેનો નિત્યત્યાગ કરશો? ધર્મમન્દિરોને સ્વચ્છ કરાવવાને બદલે તજી દેવાયાથી કુટુંબોમાંથી ધર્મ ગયો, કસરત ગઇ, ને ઉત્સવના ઉલ્લાસે ગયા. પ્રજાજીવનની દેહ તેમ જ આત્માની નવપલ્લવતા ગઇ.

અને સ્ત્રીવર્ગનાં શરીરોનો ઘસારો? અવિભક્ત કુટુંબભાવના ઘટી જુવાનડાંઓનાં વિભક્ત કુટુંબો મંડાતાં, લગ્નદશામાંના યે બ્રહ્મચર્યના નિયમો શિથિલ થતાં, આંખની ચટક વચ્ચે વિષયવાસનાનું યે પૂર સંસારમાં ચ્હડતું હોવાથી, સ્ત્રીવર્ગનાં શરીરનો યે ઘસારો વધ્યો છે. કૉલેજના વિદ્યાર્થીમંડળમાં એક વેળા વાર્તાલાપ થતો હતો ત્ય્હાં જણાયું હતું કે, બાલલગ્નવિવાહિત એક વિદ્યાર્થીને ૧૫ વર્ષના પરણેતર પછી જેટલાં બાળકો હતાં, તેટલાં જ બાલકો પ્રૌઢલગ્નવિવાહિત બીજા વિદ્યાર્થીને ચાર વર્ષના પરણેતર પછી હતાં: કારણ એમ છે કે, બાલલગ્નમાં લગ્ન પછી તરત ઘરવાસ નથી મંડાતો, પણ પ્રૌઢલગ્નમાં તો લગ્નના દિવસથી જ ઘરવાસ મંડાય છે. બાળ સાચવતાં બારણેથી ઘરમાં સર્પ પેઠા જેવું આપણા સંસારમાં થઈ ગયું છે.

અને સૂવાવડોની ક્ષીણતા પાછી પૂરાય છે? મેથી, સુંઠ, વસાણાં, ઘી વિગેરે પહેલાં ખવાતાં એટલાં હાલ ખવાય છે? સ્ત્રીવર્ગના જીવનકટોકટીના પ્રસંગોનું યે પોષણ હતું તેટલું નથી રહ્યું.

સ્ત્રીવર્ગમાં ક્ષય, સૂવારોગ, હિસ્ટિરિયા વધવાનાં કારણો આમ આપણા સંસારપરિવર્તને જ આપ્યાં છે. આપણા સંસારનાં પરિવર્તન કઈ દિશામાં વળ્યાં છે, ત્હેના રંગ શા છે, ત્હેની કઈ કલાઓ ઉઘડે છે ને બિડાય છે: આટલે વર્ષે પ્રજાનાયકો થોભશે? ને એનો સર્વદેશી હિસાબ કરશે?

સહુ ગતિ તે પ્રગતિ નથી: સહુ ફેરફારો તે સુધારા નથી. આપણને પ્રગતિ ને સુધારા જોઇએ છીએ.

આ લેખવિભાગમાંની હકીકત મુખ્યત્વે મધ્યમ વર્ગને માટેની છે. શેઠાણીઓ કામ કરતી નહીં, કે તે વધેઘટે; ગરીબોની ગરીબાઈ હજી યે, એક કે બીજા રૂપમાં, અંગમહેનત માગી લે છે. રાજરાણીઓ વ્હલોણું વ્હલોવતી; પણ તે હવે લગભગ ગયું છે.

ગૃહસ્થાઇની ખોટી ભાવના આ પરિવર્તનોને માટે ઘણી જવાબદાર છે. એવી ભાવના વિરૂદ્ધ એવા અર્થનું એક ઇંગ્રેજી જોડકણું છે કે, 'જ્‍‍હારે બાવા આદમ ખોદતા–ખેડતા ને બપ્પાઈ હવા કાંતતાં હતાં, ત્‍‍હારે ગૃહસ્થાઇ ક્‍‍હાં હતી?'

સ્ત્રીવર્ગ! હું ત્‍હમારાં કામ વધારવા નથી માગતો, કારણ કે વહી ગયેલાં ગંગાજળે પાછાં આવતાં નથી. પણ કુટુંબસેવા કાજેની અંગમહેનતની પુનઃપ્રતિષ્ઠા, અને ઘર તથા સંસારમાંથી સુન્દરીઓનાં ગીત ઘટ્યાં છે ત્‍હેની પુનઃસ્થાપના તો ઇચ્છું છું. ત્‍હમારાં શરીર સુધરે ને સંસારની રસિકતા વધે: એ મ્‍હારી તો વાંછના છે. અજુગતા હોય તો એ અભિલાષ ન પૂરશો.

---

## મણકો ૪ થો, બાલવર્ગ

હું જયારે ૧૦–૧૨ વર્ષનો હતો ત્‍હારે, એટલે કે આજથી ૩૦–૩૨ વર્ષો ઉપર, મારી પોળમાં છોકરાઓ રમતા ને છોકરીઓ ગરબા ગાતી. એથી અડધું યે આજે છોકરા રમતા નથી ને છોકરીઓ ગાતી નથી.

છેલ્લા ત્રીશ વર્ષના અનુભવિયા જેને જેને મ્‍હેં ઉપરનો મ્‍હારો અનુભવ કહ્યો છે, લગભગ તે સહુએ પોતાની શેરી કે ગામના એ જ અનુભવનો ટેકો પૂર્યો છે.

ને ભણવા કે રમવામાં મારો નંબર પહેલો કદી યે ન હતો.

હોળીના દિવસોમાં એક વેળા ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટ તરીકે શહેરમાં 'રાઉન્ડ' લેવા હું નીકળ્યો, એવી ધારણાથી કે કોઈ ઘેરૈયા કાંઈ અવિચારી કે બીભત્સ તોફાન કરતા હોય તો અટકે. એ ત્રણ કલાકના મારા ફરવામાં ઘેરૈયાની ઘેર જ ક્યાંઈ ન દીઠી, કે ઘેરૈયાનું નગારૂં યે વાગતું ન સાંભળ્યું. મને થયું કે ઘેરૈયાની રમતો અટકાવવા નહી પણ પાછી સજીવન

કરવા હવે તો ફરવું જોઇએ. થોડાંક વર્ષો ઉપર હોળીનાં તોફાન 'સુધારવા' મુંબઇમાં ગંભીર હોલિકાસંમેલન ભરાતાં, શબને તરવારો મારવાના પ્રયોગ થતા, ને વિચારકો હસતા હતા. વનરાજ ચાવડામાં મહીપતરામભાઇએ વર્ણવેલા વનોડમાંના વનુભાનાં હોલિકાયુદ્ધ તો આપણા વિદ્યાર્થીઓ સંસારના ઇતિહાસ તરીકે ભણે છે. દીવાળીની ઘેરમાં ભંભોટિયા–કોઠીનાં બાલયુદ્ધોની કહાણી પણ ન્યારી નથી.

'ટોમ બ્રાઉન્સ સ્કૂલ ડેઝ' ને 'ટોમ બ્રાઉન એટ ઓક્સફર્ડ' એ ઇંગ્રેજી પુસ્તકોમાં યુવાનોનાં પરાક્રમો બહુ જૂદા પ્રકારનાં છે? પણ આપણા ઘણા મહેતાજીઓ શિક્ષકો હેડમાસ્તરો પ્રોફેસરો પ્રિન્સિપાલો તેનાં એ ખરાં સ્વરૂપમાં તેમને નથી સમજતા એવી માબાપોની ફરિયાદ પાયા વિનાની નથી.

એક જણે કહ્યું હતું કે ગુજરાતના હાલના બાલકો તો મન્દિરમાંના દેવ જેવા ડાહ્યા થઇ ગયા છે. જગત્સંગ્રામના સમયે મહાત્મા ગાંધીજીને ગુજરાતી રણઉત્સુકો એ કારણે થોડા જ મળ્યા હતા.

અમદાવાદમાં બારિયો દા રમતાં પોળની બારીએથી નીકળી માણેકચોક ચૌટું ને કંદોઈ ઓળ વીંધીને પોળમાં ત્રીશેક વર્ષ ઉપર કેટલા આવતા? અને હવે કેટલા આવે છે? સ્મરણો તો રહ્યાં હશે; તો સંભારીને ઉત્તર આપજો.

રાત્રીએ નવ–દસ વાગતાં સૂધી પહેલાં રમવાનું સાધારણ હતું કે નહીં? અને હાલ એ અસાધારણ છે કે નહીં?

મેઘદૂતમાં વર્ણવેલી અલકાની કન્યકાઓ સોનારેતીમાં ગૂઢમણિ રમતી તે વિભૂતિવન્તાં સાધનોથી તો નહીં, પણ પડતી રાતની ચાંદનીમાં ધૂળની ઢગલીઓ કરી ઠીંકરી સંતાડી શોધવાના ખેલ તો અમદાવાદની કન્યકાઓ ખેલતી. ચાંદનીના તેજઅંધકારના સરોવરોમાં કે દીવાના તેજઅંધકારના આટાપાટામાં બાળાઓ તલકછાંયડો ( તડકી છાંયડી ), ચારણી દા, લકડી દા, રમતી હતી. હવે તો રાત્રીએ છોકરાઓને

ઘર બહાર કાઢતાં વિચાર થાય છે, તો દીકરીઓને તો કેમ જ ધીરાય ?

હુનાળામાં સરકાર સવારની નિશાળો કરે છે તે છોકરાઓને બપ્પોરે રમવાની સગવડ કરી આપવા માટે હશે એમ તે વખતે છોકરા પૂછતા. અમદાવાદ શહેરમાંથી કાંપમાં ચાર માઇલ ચાલીને બપ્પોરે બાર એક વાગતાં જવાય, ત્યાં જઇને ઇંગ્રેજ સોલ્જરો સાથે બે અઢી વાગ્યાથી સાંઝ સૂધી ક્રિકેટની મેચ રમાય, અને સન્ધ્યાકાળે ચાર માઇલ ચાલી પાછા ઘેર અવાય: એ ૧૨–૧૩ વર્ષની ઉમરનાઓ અગાઉ કરતા. તે વખતે સાઇકિલો કે તાપરક્ષણની ઇંગ્રેજી ટોપીઓ હજી સંસારમાં દાખલ થઈ ન હતી.

છોકરાઓને માટે બારે માસની ઋતુ ઋતુની રમતો હતી. પતંગ, ભમરડા, હોળીના ચીંચવા, ગીલ્લી–દંડા, લકટીઓ, મેળા, નવરાત્રીની ને દીવાળીની રમતો: એવો ક્રમ હતો. બારિયો દા, એરંડો, ચોરચોર: એવી રાત્રીની રમતો હતી. સાતતાળી, નગોરચું ( નવ નાગેલિયો ), મારદડી: એ સાંઝની રમતો હતી. આજે તો એમનાં નામ સંભારતાં યે સ્મરણશક્તિને ઉંઘમાંથી જાણે જગાડવી પડે છે.

બધી રમતો નિર્દોષ ન હતી. હોળીમાં બીભત્સ શબ્દોથી રસ્તે જતી સ્ત્રીઓનાં અપમાન કરાતાં; લાખની પત્થરની કાચની લકટીઓથી ન્હાનો ન્હાનો જુગાર રમાતો; નવરાત્રીમાં મ્યુનિસિપાલિટીનાં ફાનસ ફોડાતાં. પણ ડાઘા ધોતાં ધોતાં લુગડાંના તાણાવાણા યે નદીમાં વ્હેવડાવી નાખવામાં આવે એવું આપણા સંસારના ધોબીઓને હાથે નથી થયું ?

હાલ શિક્ષકો કહે છે કે વર્ગમાં છોકરાઓ ન્હાની ઉમ્મરના ને ઓછી અક્કલના આવે છે. માબાપો પોકારે છે કે ભણતરનો ભાર વધ્યો છે, ને તેથી છોકરાંનાં શરીર ખવાઈન્તવાઈ જાય છે. બન્ને ખરા યે છે, ને ખોટા યે છે.

છોકરાઓ હવે વર્ગમાં ન્હાની ઉમ્મરના નથી આવતા: હું પંદરમે વર્ષે મેટ્રિકની પરીક્ષામાં બેઠો હતો, ને મારી

શાળાના સહાધ્યાયીઓ ઘણુંખરૂં એ ઉમ્મરના હતા. હાલ એથી ન્હાના તો યુનિવ્હર્સિટીના નિયમ પ્રમાણે પણ ન આવી શકે. ખરી વાત એ છે કે તે કાળના ખીલેલા શરીરના થનગનતા વિદ્યાર્થીઓને બદલે હવે વણખીલ્યા શરીરના શિથિલ અંગચેષ્ટાના વિદ્યાર્થીઓ હોય છે, ને એમને કેટલાક શિક્ષકો ને પ્રોફેસરો નાની ઉમ્મરના માની લે છે. જરા ઉંડા ઉતરી જોયે બાલકોની રમતોનો નાશ એ આનું કારણ જણાશે.

મહારાજ સયાજીરાવ ગાયકવાડને મ્હેં કહ્યું હતું કે એક કલાકના વર્ગભણતરમાં બાલકોનો બુદ્ધિખિલાવ થાય છે તેથી વધારે બુદ્ધિખિલાવ ને ચારિત્ર્યની દૃઢતા એક કલાકના રમણખેલનમાં થાય છે. દાખલા તરીકે સાતતાળીની રમતમાં દાવવાળો છોકરો કોઇને પકડવા દોડે ત્યારે તે આગળના ને પાછળના દાવવાળા છોકરાઓને કેટકેટલાં તાત્કાળિક નિરીક્ષણ ને તાત્કાળિક નિર્ણય કરવાં પડે છે? રમનારા કોણ કોણ ક્‌હાં છે, શું કરે છે, દાવવાળાની દોડ ઓછી છે કે વધતી, ત્હેની ચોટ શી રીતે ચૂકવવી, આડું ન્હાસવું કે બેસી જવું : આગળ પાછળ ને ચોગમનું ક્ષણક્ષણનું નિરીક્ષણ અને તે બદલાતી વસ્તુસ્થિતિ પ્રમાણેના ક્ષણેક્ષણે નાનાવિધના દોડતાં દોડતાં નિર્ણય : ચાલતે સંગ્રામે મહાસેનાધિપતિઓની પણ કસોટી કરતાં મહાગુણો ને મહાક્રિયાઓનાં બાલસ્વરૂપો બીજ રૂપે એ આઠદશ વર્ષનાં બાલકોમાં રમતાં રમતાં કેળવાય છે. બ્રિટિશ સર્વશ્રેષ્ઠ સેનાધિપતિ ડ્યુક ઑફ વેલિંગ્ટને કહ્યું હતું કે 'વૉટરલૂનું મહાયુદ્ધ ઇટન ને હૅરોની શાળાઓના ક્રિકેટના મેદાનો ઉપર જીતાયું હતું' તે આ અર્થમાં જ.

હાલના વિદ્યાર્થીઓનો બુદ્ધિભંડાર ઓછો નથી થયો, પણ પહેલાં કરતાં ઓછો ઉઘડેલો છે. ત્હેનું કારણ બાલકોની રમતોનો વિલોપ છે.

અભ્યાસના વિષયભાર વધ્યાની ફરિયાદ ઘણે દરજ્જે

સાચી નથી. ઉલટો અભ્યાસક્રમ હળવો થયો છે, પુસ્તકો સ્હેલાં થયાં છે. ૪૦–૫૦ વર્ષ ઉપર મેટ્રિકની પરીક્ષાના અભ્યાસક્રમમાં ગ્રીસ રોમ ઇંગ્લાંડ ને હિન્દના ચાર ઇતિહાસ ભણવાના હતા. આજ બી. એ. સુધીમાં યે એટલા ભણવાના નથી. હાવર્ડકૃત ત્રીજી ચોપડી કરતાં આજની ઇંગ્રેજી ત્રીજા ધોરણમાં ચાલતી એકકે ચોપડી વધારે અઘરી નથી. સિન્કલેરના હિન્દના ઇતિહાસને બદલે માર્સડન, અને રોયલ કે કલિયરના બ્રિટનના ઇતિહાસને બદલે એમ્પાયર તે અઘરાં છે જ નહીં.

છતાં ભાર વધ્યો છે. તે શેનો ?

સામાન્ય રીતે ૧૩–૧૪ વર્ષમાં બાળકીઓનો અભ્યાસકાળ પૂરો કરવાની ભાવના હોવાથી તેટલા સમયમાં બને તેટલું વધારે ભણાવવાની ઇચ્છા જન્મી છે, ને તે કારણે બાલકોના અભ્યાસક્રમ કરતાં બાળકીઓનો અભ્યાસક્રમ ભારે રચાયો છે.

બીજું તો નવીનવી શિક્ષણપદ્ધતિઓના ઘૂંચવાડા ને ભૂલભૂલામણીઓ વધ્યાં છે. કિન્ડરગાર્ટનમાં ન કેળવાયેલા શિક્ષકોને હાથે પ્રાથમિક શાળાઓમાં એ શિક્ષણપદ્ધતિએ, અને ભૂમિતિ કે સાયન્સની નવી અભ્યાસપદ્ધતિમાં ન કેળવાયલાને હાથે માધ્યમિક શાળાઓમાં એ નવપદ્ધતિએ, શિક્ષણ અપાતાં ઘૂંચવાડા વધે જ ને ?

પરીક્ષાઓ ઘણી છે, ને ત્હેમની ચિન્તા બાળકોના જ્ઞાનતંતુઓને નબળા પાડે છે. મેટ્રિક્યુલેશન પછી છ વર્ષે ને પાંચ પરીક્ષાઓ ઉતરી અહીં એલએલ. બી. થવાય, ને વિલાયતમાં મેટ્રિકની હારની પરીક્ષા પછી ત્રણ વર્ષે ને બે પરીક્ષા પાસ કરી બેરિસ્ટર થવાય. ત્રણ ચાર વર્ષો પબ્લિક સ્કૂલમાં, તે પહેલાં ઘેર કે ખાનગી નિશાળોમાં કે દેવળની શાળામાં ભણી, ને પછી ગમે તો યુનિવ્હર્સિટિ, ઇન્સ ઓફ કોર્ટસ, કે લશ્કરી કે નૌકાની કોલેજમાં વધુમાં વધુ ત્રણ વર્ષ: એમ

ધોરણસર છ સાત વર્ષો ને પાંચ છ પરીક્ષાઓ પછી ઇંગ્લાં-ડમાં સરેરાશ એકવીસ વર્ષે સંસારસફર માટે યુવક સજ્જ થાય છે; ત્યારે ઓછામાં ઓછાં ત્રણ વર્ષ ને ત્રણ પરીક્ષાઓ ગુજરાતીમાં, સાત વર્ષ ને સાત પરીક્ષાઓ ઇંગ્રેજીમાં, ને છ વર્ષ ને ચાર પાંચ પરીક્ષાઓ એમ. બી. બી. એસ કે એલ-એલ. બી થતાં: મળી ધોરણસરનાં કુલ ૧૬ વર્ષ ને ચૌદ પંદર પરીક્ષાઓનો ભાર હિન્દનાં બાલકોને માથે છે.

સરેરાશ પચ્ચાસ વર્ષની ઉમ્મરના પુરૂષનું ભણતર-જીવન સરેરાશ ૨૪ વર્ષે પૂરૂં થાય છે.

વિલાયતની પબ્લિક સ્કૂલો ને યુનિવ્હર્સિટિમાં સ્હવારના આઠથી બપ્પોરના દોઢ સૂધીનો ભણવાનો વખત, મુંબઈમાંની સેન્ટ ઝેવિયર્સ કોલેજની પેઠે, છે; ને અહીં હાઇસ્કૂલ કોલેજોમાં અગિયારથી ચાર પાંચ સૂધીનો વખત છે. રમનારા રમે, ભણનારા ભણે, રખડનારા રખડે, હોડી તરાવનારા હોડી તરાવે; દરરોજ એમ આખ્ખા નમતા પહોર દરમિયાન વ્યક્તિવ્યક્તિના ગુણવિકાસની વિલાયતમાંની શક્યતા આપણે ત્ય્હાં નથી.

નાતનાં જમણો સ્હામેની ઝુંબેશ ઉઠાવનારાઓએ 'પાર્ટિ-ઓ'ના ઉલ્લાસ સંસારમાં ન આણવાથી બાલવર્ગને મ્હોટામાં મ્હોટો અન્યાય કીધો છે. જમણને આખ્ખે યે દિવસ બાલ-કોને ઉલ્લાસ રહેતો તે અજાણતાં ત્હેમણે ઝૂંટી લીધો છે.

છતાં બાળકીઓમાં ઉજાસ છે, ચેતન છે; બાલકો કરતાં વિશેષ છે. ગોંડલના રાજ્યમાં બાલકોની નહિ, પણ બાળકીઓની કેળવણી ફરજિયાત છે. એક બ્હારીમાંથી લગ-ભગ કલાકેક સડક ઉપર ને સ્હામે ઓટલે મ્હેં એક વેળા જોયાં કર્યું હતું તો ત્રણ ચારેક બાલકો સ્હામે ઓટલે બેસી જ રહ્યા હતા, ત્ય્હારે ત્હેમની ત્રણ ચાર બ્હેનો આસપાસ દોડતી ને રમતી હતી. કન્યાશાળામાંની અક્ષરની પાટીઓ એ જ ગામની છોકરાઓની નિશાળમાં લઈ જઈ નમૂના રૂપે એ જ ધોરણોમાં બતાવેલી છે. મ્હારાં પત્ની ને હું એક બાલશાળા જોઇ પાછાં આવતાં હતાં ત્ય્હારે પાંચેક વાગતાં

છૂટેલી કન્યાશાળાની રસ્તે જતી બાળકીઓને જોઈ બાઇએ એવી ટીકા કરી હતી કે છોકરીઓમાં તેજ ને સુઘડતા છે તે તેજ ને સુઘડતા નિશાળના છોકરાઓમાં ન દીઠાં. બાળકીઓનું તેજ હજી પણ વધો એમ મ્હારો આશીર્વાદ છે. પણ બાળકોનું તેજ છે તેટલું જ ઝાંખું રહેશે તો? પુરુષો કરતાં સ્ત્રીઓ તેજસ્વી નીવડતાં—પ્રજાના ભવિષ્યની ભયંકરતાનો ભ્રમ એ વસ્તુસ્થિતિમાં નથી ભાસતો? એ તેજસ્વી છોકરીઓને એ નિસ્તેજ પરણાવેલા વર ગમશે? નહીં ગમે તો એ બાળાઓ ક્ય્હાં પરણશે? સંસારનેતાઓ! નરનાર ઉભયનાં વદને બ્રહ્મવર્ચસ ખીલવવાનું રાખજો. દિવસ કે રાત્રીનાં અજવાળાં ઝંખવાયે જીવન એટલું ઝંખવાણું પડશે.

બાલકોનાં થનગનાટ, હિંમત, બાલસાહસ ખેડવાના ઉભરા, નિડરતા, શરીરના વિકાસ, રમવાના ઉલ્લાસ: આટઆટલાં ભણતર વચ્ચે યે એ સૌ વધ્યાં નથી.

---

## મણકો ૫ મો, ઉત્તર

ત્ય્હારે સરવાળે ઉત્તર શો મળે છે?

"વિજ્ઞાનવાદીઓ કહે છે કે પ્રત્યેક શરીરમાં નિરંતર બે ક્રિયાઓ ચાલે છે; ભાંગવાની ને ફરીથી બંધાવાની. વિજ્ઞાનની શાસ્ત્રીય ભાષા અળગી રાખતાં પહેલી ક્રિયા એવી રીતે સ્હમજાવી શકાય કે ચિન્તા, સ્પર્ધા, વિચારભાર, ત્રિવિધ તાપ, જીવન નિભાવવા ને દરરોજનું કુટુંબપોષણ કરવા કાજેના ચાલુ પ્રયત્નોઃ એ અને એવાં કારણોને લીધે જ્ઞાનતંતુઓ ઘસાય છે, ને નબળાં પડે છે. ફરીથી બંધાવાની વાત એમ સ્હમજાવી શકાય કે રમતો, વિનોદો, મેળા. ઉજાણીઓ, ઘડીક વિચારપાઘડીઓ વેગળી મૂકી આનન્દનાં મારેલાં ગપ્પાં, એકાન્તમાં કે મિત્રમંડળમાં મન મોકળું મૂકી ગાયેલું ગીત, ખડ-

ખડાટ હસવું: એ અને એવાં કારણોથી હૈયાના ભાર હળવા થાય, ઉરમાં ઉમળકા આવે, નાડીઓમાં લોહી ધડાકાબંધ દોડે, સ્ફૂર્તિ વધે, ને સૂકાતા વૃક્ષની ડાળીઓમાં રસ વળી રહેતાં જેમ તે નવપલ્લવે કોળે તેમ ઉપર કહેલો ઘસારો મટી જઈ સૂકાતાં શરીર તેમ જ મંદ પડતાં ચેતન નવપલ્લવે પલ્લવી રહે છે. ઘસારાની ને નવપલ્લવતાની આ બન્ને ક્રિયાઓ પ્રત્યેક શરીરમાં નિરંતર ચાલુ છે.

"તો પ્રજાશરીર ઘસાતું જાય છે, કે ઉલ્લાસતું જાય છે?"

આ લેખમાળાના મણકાઓમાં આપણે વિચારી જોયું તેમ બાળકોની સ્પર્ધા ને ચિન્તા વધી છે, ને કુટુંબપતિઓની પણ સ્પર્ધા ને ચિન્તા વધી છે. સ્ત્રીવર્ગની કસરત અડધી એ નથી રહી. સ્ત્રી બાલક ને પુરૂષો સૌના આનન્દના પ્રસંગો ઓછા થયા છે, ને જે પ્રસંગો રહ્યા છે ત્હેમાંથી આનંદ ઉપડતો જાય છે. નાતવરા, મેળા, ઉજાણીઓ; હોળી નવરાત્રી, દિવાળી; તહેવારો, મન્દિરો, ઉત્સવો; દળવું, ખાંડવું, ધોવું, પાણી ભરવું: આગગાડીનું સ્ટેશન આવવાનું થતાં જેમ આગગાડી ધીમી ધીમી પડતી જાય તેમ તે સહુ ધીમાં ધીમાં પડતાં જાય છે.

લોકોક્તિઓ તો હમણાહમણાંની ઘણી એવી નિરાશાવાદી ઉચ્ચારાય છે. 'ગોળમાંથી ગળપણ ગયું;' 'સગાંમાંથી સગપણ ગયું;' 'દેવમાંથી દૈવત ગયું:' 'ધરતીમાંથી કસ ગયો.' આવી આવી ઉક્તિઓનો સાર એવો જણાય છે કે વ્યક્તિઓના તેમ જ સંસારના જીવનમાં મીઠાશ હતી તેવી ને તેટલી રહી નથી. જીવનની મધુરતા ઓછીવધતી એ ઓસરી છે.

ટેનિસની રમતમાં દડો જેમ ઉછાળા મારતો આમથી તેમ ઘૂમે છે તેમ પ્રજાજીવનનો દડો ઉછળતો ધપે છે? ઉલ્લાસના લોઢ ઉછળે છે? કે ઉમંગની ભરતી ઉભરાય છે? પ્રજા પ્રભાતે પ્રભાતે સાંતીડે જતા ધોરી જેવી ચાલે છે? કે

સ્હાંઝે ખેતરેથી વળતા ડોક ઢાળી નાંખેલા ધોરી જેવી ? પગમાં થાક ચ્હડેલો સ્પષ્ટ દેખાય છે. વછેરા ને વછેરીઓ પહેલાંના જેટલાં થનગનતાં નથી, ને પ્રજા યે પ્રભાતને બદલે મોટી ઉઠતી થઈ છે.

વાવાઝોડામાં લંગર તૂટેલી, હોકાયન્ત્ર ને સૂકાન ભાગી ગયેલી, વિવિધ ઉપાયો યોજતા ખલાસીઓની ભરેલી હોડી જેવી નિર્લક્ષ્ય ને અસ્થિર, ઘડીક પશ્ચિમમાં પૂર વેગથી વહતી ને ઘડીક પૂર્વમાં પાછી પડતી જેવી, ડામાડોળ, પ્રજાનૌકાની સ્થિતિ છે. અનેક કારણોને લીધે પ્રજા બ્હાવરી બની છે. પણ એ આ લેખમાળાનો વિષય નથી.

ગામડાંઓ ભાગી શહેરો ભરાય છે. શહેરોમાં ખાનાર વધવાથી ને ગામડાઓમાં પેદા કરનાર ઘટવાથી બન્ને સ્થળે મોંઘવારી વધે છે. ગામડાંઓમાં ઝૂંપડાંઓનાં ખંડેરો વિક્રાળ દર્શન દેતાં ખડાં હોય છે, ત્હારે શહેરોમાં વધતી વસ્તીને પહોંચી વળવા જેટલા મકાનો કે શહેરસુધરાઈનાં સાધનો નથી હોતાં, ને પરિણામે રોગો ને મહામારીઓ વધે છે. એ પણ આ લેખમાળાનો વિષય નથી.

ધર્મભાવના શિથિલ થઈ છે, ને ભોગભાવના બળવન્તી થઈ છે; સંતોષ ને શાન્તિને સ્થાને મહત્વાકાંક્ષાની હવાઇઓ ઉડી રહી છે; પ્રાચીનતાના ખંડેરો વધે છે, પણ નવીનતાના રાજમહેલો જવલ્લે જ જણાય છે. અને એ યે આ લેખમાળાનો વિષય નથી.

ગોંડળથી પૂર્વ દિશાએ આઠેક માઇલ ઉપર કાઠિયાવાડના મધ્યબિન્દુ ભણી રામોદ નામનું એક ગામડું છે. ત્હેની સીમમાં એક સ્હાંઝરે ફરીને સન્ધ્યાકાળે હું ગામ ભણી પાછો વળતો હતો. ગામની પડોશમાંનું વ્હેળિયું નિર્જન હતું, ઝાંપાની થડમાંની વૃક્ષઘટા શબ્દસૂની ને અડોલ હતી. ગામ ભણીથી યે કાંઈ ગણગણાટ સંભળાતો ન હતો. પૂર્ણિમાનો ચન્દ્ર ધીમેધીમે નિઃશબ્દ પગલે આકાશ ઉપર ચ્હડતો હતો, ને ગામ ઉપર ચન્દ્રિકા ઢોળવા ત્હેણે ન્હોતી માંડી. શાન્તિ–

સરોવરજલની અભંગ શાન્તિમાં ડૂબી ગયા જેવું મ્હને થયું, ને મ્હારી અન્તરની આંખ આગળ તત્કાળ મુંબઈ ખડું થયું. પૂર્ણિમાની રાત્રીનું ત્ય્હાંના બૅન્ડસ્ટૅન્ડ ઉપરનું બૅન્ડ, ક્વીન્સ રોડ ઉપરની મોટરોની દોડાદોડ, કાલકાદેવી ગિરગામની ટ્રામવેઓની ધમાલ, પાઅડધે કલાકે દોડતી ગડગડતી સંસારલશ્કરની ટુકડીઓ ઉતારતી–ચ્હડાવતી લોકલ ગાડીઓ, વીજળીના દીવા, ને અખંડ ઉછળતો ઘેરૂંઘેરૂં ઘોરતો મહાસાગરઃ ઘડીભર મ્હને લાગ્યું કે રામોદ ઉપર ને મુંબઈ ઉપર જુદાજુદા ચન્દ્રો પ્રકાશતા હશે. ક્ય્હાં આ ધરતીની યે ઓમાંની શાન્તિ, ને ક્ય્હાં એ સાગરનો નિરન્તરનો ઉછળતો ઝમકાર! એ બન્ને યે ઉપર એના એ જ સૂર્યચન્દ્ર ઉગે ને આથમે છે. ને એ પણ એક રીતે આ લેખમાળાનો વિષય નથી.

ત્ય્હારે આ લેખમાળાનો ઉત્તર શો છે?

સ્ત્રી તેમ જ પુરુષવર્ગમાં ગૃહસ્થાઇનાં આળસુ લક્ષણો વધે છે.

ડાર્વિન જેને Struggle for existence–જીવનસંગ્રામ કહે છે ત્હેની કડકાઈ હિન્દમાં વધી છે; બ્રિટિશ પ્રજા જેને Recreation 'પુનરુદ્ધારક વિનોદો' કહે છે તે હિન્દમાંથી ઘટ્યા છે. સરવાળે નવપલ્લવતા ઓછી થાય છે, ને પ્રજાશરીરનો ઘસારો વધારે થાય છે. એ વધઘટનું પ્રમાણ કેટલું છે?

છેલ્લાં ૭૦ વર્ષ દરમિયાનના પ્રજાજીવનમાંના પરિવર્તનનો આ ઉત્તર છે; વસ્તુસ્થિતિનો, અનુભવનો, વિચારણાનો આ ઉત્તર છે.

પ્રજાશરીરને લાગેલો એ એક જાતનો ઝીણો ક્ષય નથી?

હિન્દુ સંસારના પુરાતન મહેલને લૂણો લાગવા માંડ્યો જણાય છે.

# મણકો ૬ ઠ્ઠો, ઉપાયો

આ વિભાગ લખતી વખતે મહાભારતમાંનું વચન સ્મરણે ચડી આવે છે કે:

**श्रुतयो विभिन्नाः स्मृतयो विभिन्नाः ।**
**नैको ऋषिर्यस्य वचः प्रमाणम् ॥**

આપણા માંદા પડેલા સંસારને એટલા વૈદ્યરાજો વળગેલા છે કે એ માંદો રહે તેમાં આશ્ચર્ય નથી: એ મરતો નથી તે જગતની નવાઈ છે. યુગયુગના કસાયેલા પુરાતન ચેતનને લીધે જ હિન્દ હજી જીવતો છે.

ઉપાયોમાંના કેટલાક રાજ્યસત્તાના હાથમાં છે, કેટલાક પ્રજાસત્તાના હાથમાં છે. પ્રજા પોતે પોતાને શી રીતે ને કેવી સહાયતા કરી શકે એ આ મણકાનો વિચારભાગ છે. સૂચવેલા ઉપાયોમાં કેટલાક વ્યવહારૂ ને કેટલાક સિદ્ધાન્તો જેવા ધુમ્મસિયા યે લાગશે.

ત્ય્હારે પહેલું તો સુધારાની રૂઢી બદલાવી જોઇએ છીએ. ‘સર્વ ફેરફાર તે સુધારા નથી’; ‘Revolution is not reform, either social or political’; ‘ત્હેને જ સંસારની અટારી તોડવા હક છે કે જે નવી અટારી બાંધી શકે છે’; ‘મૂર્તિભંજકતા તે ધર્મસંસ્થાપના નથી’: સંસારશાસ્ત્રના આવા સિદ્ધાન્તો નવા નથી, સર્વવિદિત ને સર્વમાન્ય છે; માત્ર ઘરનાં પગથિયાંની પેઠે, ગણત્રીમાંથી જ વીસરાય છે. સંજોગબળને લીધે રાજ્યપ્રકરણી બાબતોમાં પ્રજાનાયકોને ટીકાકારપણું કરવું પડે છે—ને કેટલાકનું એવું યે માનવું છે કે સરકાર જો પ્રજાનાયકોને પોતાની કાંઇક સત્તા સોંપે તો અડધા ટીકાખોરવેડા અચૂક સુધરે—પણ બીજી દિશાઓમાં, જય્હાં પ્રજાસત્તાને અવકાશ છે ત્ય્હાં, પ્રધાનપદે ટીકાકાર કે ભાષણકારના ધર્મ સ્વીકારી અટકવું ઈષ્ટ કે અનુકરણીય નથી.

બીજું: પાંચ–છ વિવિધ મતાનુયાયી સંસારઅભ્યાસીઓએ કે સમાજશાસ્ત્રીઓએ કોઈ વેળા એકઠા મળી સંસારવ્યાધિના

નિવારણ કાજે વિચારમન્ત્રણા કીધી છે? કોઇ દરદીનું દરદ મટાડવા કાજે વૈદ્યમહાસભા કેટલાકોએ નિમન્ત્રી? કૉંગ્રેસો—કોન્ફરન્સો વિચાર જાહેર કરવાના—કેળવવાના—ફેલાવવાનાં અત્યુત્તમ સાધનો છે; વિચારમન્ત્રણાને કાજે ઉત્તમ સ્થાનો નથી. મન્ત્રીઓની મન્ત્રસભા તો લોકમહાસભાથી નિરાળી જ હોય.

ત્રીજું: ધર્મમાં, રાજ્યમાં, સંસારમાં Separatist tendency–જૂદા ચોતરાવેડા ઓછા થવા જોઇએ. નવી 'પાર્ટી' ભલે રચાય, નવી પાર્લમેન્ટ ન જ મંડાય. રાજીનામું આપવાનો હક કોઈ પણ વ્યક્તિને છે, પણ જુવારા મંડાવાથી પ્રજાનું પ્રજાપણું ઘટે છે—નબળું પડે છે. 'બાર ભૈયા ને તેર ચોકા' જેવું થવાથી 'પંચનો બોલ તે પરમેશ્વરનો પડઘો' રહેતો નથી. પૂરેપૂરા વ્યક્તિવિકાસની સાથે શહેરની સંસારની રાજ્યની ધર્મની corporate life–લોકસંપી જીવનની ભાવના યે બળવન્તી કરવી જોઇએ.

બાકી તો આ વીસમી સદીમાં કેટલાંક વાનાં તો અનિવાર્ય છે. જે પ્રજાએ મેદાનમાં આગળ પગલાં ભર્યાં છે તે પાછાં હઠાવી શકાય તેમ નથી. જીવનસંગ્રામની કડકાઈ તો હવે વધવાની જ. પોતાનો દીર્ઘ એકાન્તવાસ તજી હિન્દી પ્રજા પ્રજાસંઘમાં ભળી છે તેથી ત્હેને જે લાભાલાભ થયા છે—ને થાય છે—ત્હેમાંનો આ એક છે. જ્યહાં સુધી દુનિયાનો પ્રજાસંઘ જગતના રણક્ષેત્રમાં શરત દોડયાં જ કરશે ત્યહાં સુધી હિન્દી પ્રજાએ પણ એ પ્રજાઓની શરતમાં દોડવું જ પડશે. પણ લાંબી શરતમાં દોડવાની રીતો આવડે તો થાક વ્હેલો ન ચ્હડે, ને શ્વાસ જલદી ન રૂંધાય.

ત્યારે એ રીતો કઈ?

પોતાના તેમ જ પ્રજાના હિતની ખાતર માસિક પચ્ચીસ રૂપીઆ કમાનાર કારકુનોએ અમલદારી અને ત્હેમની સ્ત્રીઓએ શેઠાણીવેડા તજવા જોઇએ છીએ. ગૃહસ્થાઇની ખોટી ભાવના જવી જોઇએ, ને કુટુંબસેવામાં અંગમહેનતના ગૌરવની પુનઃ પ્રતિષ્ઠા થવી જોઇએ. રમતો રમવામાં ન્હાનમ છે એવી આંખે જોનારની આંખનો કમળાનો રોગ મટવો

ઘટે છે. બાર–ચૌદ વર્ષના કડિયા સૂથારના છોકરા પાઘડી મ્હેરી ભારેખમવેડા કરી આખો રોજ અસલ કમાઈ જતા, અને બાળકીઓને સાડલાની રીતે ઓઢણાં મ્હેરાવી કેટલીક માતાઓ ને પાડોશણો પોતાની આંખના કોડ પૂરતી. પણ એમાં પોતાની ને સમાજની છેતરપીંડી ન હતી ?

સંસારવૃક્ષને ઉધઈ લાગે છે તો થડને ગેરૂથી રંગોઃ યમ નિયમ સંયમન સંન્યાસની ભાવનાઓની પુનઃ સ્થાપના કરોઃ પ્રવૃત્તિપરાયણ થતા જીવનમાં કાંઈક નિવૃત્તિદેવીનો યે ગોખ માંડો. ક્ષયની શરૂઆત જણાય છે તો સૂર્યતેજમાં ને ખુલ્લી હવામાં રહોઃ દિલ ખુલ્લાં મૂકી સર્વદર્શી ખુલ્લાં જીવન જીવોઃ સંતાડવા જેવું જીવનમાંથી ઓછું કરો.

ગામડાં શહેરોને જમાડે છે, તો શહેરો ગામડાંને મ્હેરાવે-ઓઢાડે છે. પણ ગામડાં ભાગી શહેરો વસે છે, તો શહેરોના શેઠિયાઓએ, સુરત જીલ્લાના દેસાઇઓની પેઠે, ગામડાંઓને કાંઠે વાડીબગીચા વસાવવા જોઇએ છીએ.

નદીઆરે બ્રાહ્મણ બ્રાહ્મણના જૂદા જૂદા સાથરા હોય છે–કે હતા. વ્યક્તિવિકાસનો જ વિચાર જ્હાં હોય ત્‍હાં ત્‍હેમાં વાંધો લેવાપણું લેશે નથી. નહીં તો તો બ્રહ્મપુરી ને વાણિયા વાડ, નાગરવાડો ને પારસીવાડની શેરીઓ ગુંથાવી જ જોઇએ ને ત્‍હેમનાં ચોક ને ચૌટાં બની શકે તેટલાં એકત્ર જ હોવાં જોઇએ. જૂદાગરાપણું ઓછું કરી મિલનસારપણું ખીલવવું જોઇએ. બપોરના બાઈઓએ પરસ્પરને ત્‍હાં મળવા જવું જોઇએ, મળવા ન્હોતરવાં જોઇએ; કારણ કે હવે પાડોશમાં પોળમાં સગામાં નાતમાં સારેમાઠે અવસરે જવા-આવવાનું તો ઓછું થઈ ગયું છે. તહેવારોમાં ઉત્સવોમાં મેળાઓમાં ભેળાશો તો તે સ્વચ્છ ને વ્યવસ્થિત થવા સંભવ છે ? કે ભાગેડુ થવાથી ? નવી તેમ જ જૂની પદ્ધતિની ઉજાણીઓ વધારો, ને ત્‍હાં ઉરના ઉભરાતા આનંદ માણો.

બાળક સ્ત્રી પુરુષઃ સહુ વર્ગની સર્વ રમતોનો પુનરુદ્ધાર ને પ્રસાર કરો, કે જેથી નવપલ્લવતા પાંગરી રહે. વયમાં ગુણમાં પૈસામાં અધિકારમાં મ્હોટેરાઓએ ન્હાનેરા-

ઓની સાથે રમતોમાં, અસલ ભેળાતા તેમ, ભેળાવું જોઇએ ને દોરવા જોઇએ. પોળોમાં વયભેદ પેઠો છે, જીમખાનાઓમાં ગુણભેદને લીધે તકરારો જાગે છે, મેદાનોમાં ધન અધિકારના ભેદના અન્તરાયો રચાવા માંડ્યા છે. Democracy of playground—રમતના મેદાનોમાંનો સર્વસમાનતાનો મહાસિદ્ધાન્ત ભૂલાયો છે, તો પાછું ત્હેનું સંસ્મરણ ઇષ્ટ છે હવે.

બાળકોને શી રીતે ઉછેરવા? એ પ્રશ્ન ઘણા વિચારવન્તાં માબાપો પૂછે છે, ને તે મહાપ્રશ્નનો ટૂંકામાં સ્પષ્ટ ઉત્તર આપવો અઘરો છે. પણ એક દૃષ્ટાન્તથી બનતી સ્પષ્ટતા કરીશ. વછેરા વછેરીઓને શી રીતે ઉછેરો છો? જુનાગઢ રાજ્યના અશ્વઉછેરના ખાતામાં જઇને જોશો તો અશ્વવિદ્યારસિક ત્હાંના ઉત્સાહી ડૉ. મૂળચંદના ગુજરાતમાંના સૌથી મ્હોટા અશ્વઅખાડામાંથી ઉત્તર જડશે: દિવાલો ખરી, પણ દોરડાં નહી. વછેરા વછેરીઓને ત્હેમનાં ન્હાનાં ન્હાનાં મેદાનોમાં દોડાય તેટલું દોડવા દ્યો, ખેલાય તેટલું ખેલવા દ્યો; દોષોની ધૂળ ચ્હડતી ભલે ખંખેરો, પણ થનગનવા દ્યો. 'ઉડતાં ડાળી ઉપરથી પડશે' એ બ્હીકે બાલપંખીની પાંખો ન બાંધી રાખો. નિયમનથી ચેતનવિકાસ રૂંધાઈ—છુંદાઈ ન જાય એટલું જાળવજો. ગીતામાં શ્રી કૃષ્ણચન્દ્રે ગાન્ડીવધન્વાને યે 'આત્મવાન્' થવા કહ્યું છે એવા જીવવાળા—પાણીવાળા મનુષ્યના વછેરાવછેરીઓને યે ઉછેરજો. ને બાળકબાળકી ઉભયને સરખાં ગણજો. 'કુધરેલા' બાળકને વધુ લાડ લડાવે છે; 'સુધરેલા' બાળકીને વધુ લાડ લડાવે છે: બન્ને ભૂલે છે. બાળકીને સરસ્વતીચન્દ્ર ને સંગીત ડ્રૉઇંગ ને ચિત્રવિદ્યા ભણાવવા શિક્ષકો હોય તે જ કુટુંબમાં બાળકોને એવા શિક્ષકો ન જોઇએ?

શરીરની કીંમત આત્મા જેટલી નથી એ તો સહુ કોઈ જાણે છે. પણ એ શરીર ન હોય તો શરીરવિખૂટો આત્મા અનેક રીતે નિરુપાય ને નિઃસાધન બની રહે છે. ઓ પ્રજાનાયકો ને રાજપ્રતિનિધિઓ! પ્રજાના healthy animalism—પ્રાણીપણાના નિરોગી ઉભરાના ખિલાવ પૂરે પૂરા ખીલ-

વજો. ગયું જર્મન મહાયુદ્ધ જગતનું છેલ્લું મહાભારત ન હ
ફરી વળી બ્રિટનને ને જગતને હિન્દી સેનાનીઓની સ
યતા માગવી યે પડે. આ વેળા વિશ્વવિચારકોને ઉચ્ચ
પડયું કે ' અરેરે! હિન્દના હુન્નરઉદ્યોગો ન ખીલવ્યા તે '
કરી; નહીં તો આજે એ જગતની ઘણી જરૂરિયાતો પૂર
એવા ઉદ્દગાર ભાવિ મહાસંગ્રામ પ્રસંગે હિન્દી પ્ર
સાહસ કે વીરત્વ પરત્વે ન ઉચ્ચારવા પડે એટલી અ
ચેતી હિન્દના રાજાપ્રજા ઉભય વાપરે તો તે ભૂલ ક
ગણાશે? પ્રજાને discipline—સંયમનનો કે સંયમનથી ભય
નથી. જેમ પાણીદાર ઘોડો, તેમ લગામે વધારે મજબૂત
જોઇએ–ને વધતા જતા જાપતાના કાયદાઓનો ખરોખોટો
અર્થ કેટલાક એવો યે કરે છે કે પ્રજા બળવન્તી બનતી
જાય છે—પણ વજ્રનું ચોકડું ચ્હડાવતાં જીભદાંત તૂટે, કે
અખંડનીય માર્ટિંગેલ પ્હેરાવતાં પગમાં તે અંટોવાય, તો ઘોડો
ને ઘોડેસ્વાર ઉભયને નુકશાન થાય.

જીંદગીની મીઠાશ વધારવી એ શું વ્યક્તિઓના ને સંસારના હાથની વાત નથી? ને પ્રજાજન એ નહીં કરે તો કોણ કરી આપશે? ઘરમાં રબરના ને ન્યુમેટિક–હવાભરેલાં જાણે ગાલીચા ને ઓશીકાં પાથર્યાં હોય, કુલવાસ ને સંસ રમહેલ એવાં બનાવવાં એ આપણા કુલપતિઓ ને સંસાર નાયકો નહીં કરે તો કોણ કરી દેશે?

આધુનિક ગુજરાતના વીરપુત્ર નિત્યનવયૌવનવન્તા નર્મ દનું સ્તવનગીત ગાતાં ગાતાં આપણે આ લેખમાળા સમા કરીશું કેઃ

**ફરી જોબનિયું આપે,**
**હરિ! તું ફરી જોબનિયું આપે;**
**હિન્દુ દેશને સ્થાપે,**
**હરિ! તું ફરી જોબનિયું આપે.**

**ન્હાનાલાલ દલપતરામ કવિ.**